# ઈસ્માઈલી-ચાબુક. નાં૦ ૪.

અથવા

# ઇસ્લામી ઐક્યતા.

લખનાર—
નાનજીભાઈ રતનસી.
માલમીનવાળા.

પ્રગટ-કર્ત્તા
મી૦ એ. જે.
ચુનારા.

કીંમત બે આના.

પ્રત ૨૦૦૦ તા. ૧૫ ૧-૧૮

છપાય છે!    નામ નોંધાવો!    છપાય છે!

ઇ. સા. ઉ. મંડળ હસ્તકનાં પુસ્તકો.

# ખોજા દીન દર્શક

યાને

## ખોજા પંથ દર્પણના આઠે ભાગનું ખંડન.



મજકુર પુસ્તકમાં અમરેલીવાળા મીં૦ કાબાએ **સતપંથ** ના નામે જે જે કલ્પીત અને ખોટી દલીલો કરી ખોજાઓ અસલ ઇસ્ના અશરી હતા એમ સાબેત કરવા જે જે અધુરા હવાલાઓ અને અધુરા આધારો લીધા છે તેની પુરતી વીગતો આરભાયા કેસ તથા ચુકાદો, હાજી બીબી કેસ તથા ચુકાદો તથા તેનાં ખરા મુદ્દાઓ સંપુરણ વિગત સાથે તથા અસલ ધારમીક પુસ્તકોની ખરી દલીલોથી, **માસ્તર વ નીભાઇ નાનજીએ** સરળ ભાષામાં લખીને મીં૦ કાબાએ ધારણ કરેલી ખોટી વળણનું પોકળ ખોલી આપ્યું છે. અને તે સાથે **સતપંથ**ની ખરી સમજની સત્તાવાર દલીલો દરેક સત્ય જાણવા ઇચ્છનારને તથા **ખોજા** નામ ધરાવનારાઓને પણ મનન કરવા યોગ્ય છે. દળદાર આઠે ભાગનાં જવાબોનાં ગ્રંથની કીમંત-રૂા. ૧, રાખવામાં આવી છે, લખો.

**ધી ખોજા સિંધી છાપખાનું,**

૧૧૩, પાલખી મહોલા મુંબઇ-૯.

યા અલ્લાં મદદ.

# ઇસ્લામી ઐક્યતા.

પાક દીને ઇસલામની સત્યતાના પુરાવામાં આપણે દરેક ફિરકા માટે વિચાર કરશું તો દરેક ફિરકામાં પણ ખાસ ઇસલામ મત રૂપી લક્ષ્ય બિંદુ એકજ છે. શીઆ શુન્ની એ મત સિવાયના નહિં જેવા મતફેર માટે ઘણીજ બીના ભેદતાની લોખંડી દીવાલો હસ્તી ધરાવે છે. તે માટે જવાબદાર કોણ ?

એ પ્રશ્નના જવાબમાં ખુલ્લું જણાઇ આવે છે જે, આપણે દરેક ફીરકાવાળા ઇસલામી ભાઇઓની નજીવી ભુ-લનુ ઘણું માઠું પરિણામ આવ્યું છે.

એક ફિરકાવાળો—બીજા ફીરકાના અકીદા પસંદ કરી તેમાં ભળી ન જાય તે માટે દરેક ફીરકાએ પોત પોતાની

ઇસ્લામી પવિત્ર રૂઢીઓનો પ્રકાશિત સત્ય પ્રચાર વધારવો જોઇએ. તે સાથે બીજા દરેક ફીરકા તરફ સદભાવ દર્શાવી **ઇસ્લામી ઐકયતાની** પણ સભાળ રાખવી જોઇએ તેવી રીતે એક ફીરકા સાથે અહલે ઇસલામનું રક્ષણ થવાનુ ઇસલામી ભાઇઓના લક્ષમાં રહ્યું નથી.

એક ફીરકાના રક્ષણ થવાના વાસ્તવિક માર્ગથી વિરૂધ્ધ બીજા દરેક ફીરકાઓને વખોડવું કે તે તરફ અભાવ દર્શાવ્યાથી રક્ષણ થઇ શકવાનું માની બેઠા છે.

પરસ્પર અભાવ ઉત્પન્ન કરાવે એવી કેળવણીનો પાઠ ભવિષ્યની ઇસલામી પ્રજામાં એકસંપી નાબુદ કરે તો ઇસલામી આઇકિયતાનો માર્ગ મુશ્કેલી ભરેલો થઇ પડે.

અભાવ અને ભીન્નતાના લીધે ઇસલામી ધાર્મીક ઉતમ નસીહતો પણ જોઇએ તેવો ફાયદો પુગાડતી નથી અને આઇકયતામાં ખામી રહ્યાના માઠાં ફળોનો કડવો અનુભવ ઇસલામી આલમે ઘણો મેળવ્યો છે પણ હવે ખુદાના મકરાના છે કે, આજના જમાનામાં સુધારે થવા શુરૂ થયો છે.

હિંદુ ક્રિશ્ચિયન કે દરેક કોમોને એકજ ખુદાની મખ-લુકાત ગણી પરસ્પર માનવ જાતીનો પવિત્ર પ્યાર દર્શાવાય છે. અવર કોમો સાથે પણ અઇકયતા રાખ્યાથી પરસ્પર મદદનીસ થઇ પરસ્પરના લાભો સંભાળી શકાય છે. તો એકજ નબીનુ નામ લઇ કલમો પડનારી ઇસલામી આલમ પરસ્પર સદભાવ શા માટે નહિં દર્શાવે ?

ખરેખર આજનો જમાનો જાગૃતીનો છે. દરેક કેળ-વાએલા ઇસિલામી ભાઇઓના અંતઃકરણમાં ગુમાઇ ગએલી અઇકયતા પાછી હાથ કરવાનોજ સવાલ ચર્ચાઇ રહયો છે.

આજનો જમાનો સાહિત્યનો છે, સાહિત્યદ્વારા સારો પવન કે માડો પવન ફેલાવી શકાય છે. કેટલાક ઇસલામી વિદ્વાન ભાઇઓ સાહિત્યદ્વારા ઇસલામી એકયંપીનો પવન ફેલાવી ઇસલામની સેવા બજાવી રહ્યા છે. તેવો ખુશનુમા પવન (અઇકયતાનો) પ્રસરીયાથી જરૂર ઇસલામી આલમને લાભ થશે.

પણ કોઇ કોઇ ઇસલામી વિદ્વાનો સાહિત્ય સેવા મ-ઝંની ઝનુંનતાથી બજાવે છે, એક ફીરકાની સાંકડી હદમાં

ધર્મ પર વધુ પ્યાર ધરાવવાના ઝનુનમાં અહલે ઇસ્લામનુ ઐક્ય સ્વરૂપ જોઈ શકતા નથી. જ્યારે કેળવાએલા વર્ગ ઇસ્લામની દરેક બિમારીઓને બરાબર સમજી શકે છે, ને તે બિમારીઓ માટે વાજબી ઉપાયો સાહિત્યદ્વારા કરે છે. ખરેખર તેવા વિશાળ અને વ્યાજબી વલણવાળા અપક્ષપાત સાહિત્ય સિવાય બીજો કોઇ પણ સાહિત્યથી ઇસ્લામી આલમને ફાયદો પુગવાનો નથી.

અત્રે દીલગીરી સાથે જણાવવું પડે છે જે, એક અસના અશરી લેખક હાલ થોડો વખત થયા, નામદાર આગાખાનની મુરીદીમાંથી નીકળી ગયા પછી તે જે જે, સાહિત્યો લખી રહયો છે, તેમાં સત્યતાની બો નથી એટલુંજ નહી પણ ઉલટા સુલટા પરસ્પરના વિરૂદ્ધ જતા પોતાના વિચારો (લખાણો) જેમ ફાવે તેમ રજુ કરી, ઇસલામી ઐક્યતાના માર્ગમાં કંટક રૂપે હસ્તી ધરાવે છે. તે ઝનુંનતા કે નિર્દોષતાથી નહી, પણ જાણી બુજીને સત્ય અને અસત્ય જાણ્યાં છતાં અંતઃકરણની સત્યતા છુપાવી, ઉલટું જુઠું લખે છે જેથી દીલગીરી સાથે આ ઇસ-

લામી અક્રિયતાના સવાલમાં તેને યાદ કરવા પડયા છે. ખરેખર મી૦ એદલજી ધનજી કાબા પોતાની વિદ્વાનો તદન ગેર ઉપયોગ કરી રહ્યા છે.

તે સિવાય કેટલાક ઇસલામી ભાઇઓ કોઇ સાથેનો કશાપણ રાગ—દ્વેષ સિવાય પોતે એક ખરા માની લીધેલા અકીદા ધર્મ ઝનુનતાના આવેશમાં છુટથી જાહેર કરે છે જો કે તેવા વિદ્વાન ભાઇઓ તદન નિર્દોષ છે તો પણ તે ઝનુંની નિર્દોષતા ઇસલામી—એકસંપીમાં ફાચા પાડી "આ લોકો જાહેલ અને આ લોકો કાફર" એવી રીતનો તડને ફડ—ઇ-સાફ આપનારા વિદ્વાનો કે કીયામતના જેવો વિદ્વાનોની સાહિત્ય સેવાથી ફાયદો થવાને બદલે નુકશાનજ પુગે છે. તેવા બિશદરોની વિદ્વાનો ઇસલામને જોઇએ તેવો લાભ મળતો નથી. કારણ જે તે વિદ્વાનો જે જુએ જે અનુભવે, તેમાં સર્વે લોકોને દોષિતજ જોઇ શકે અને પોતે (ધર્મ ઝનુનતાથી) નિર્દોષ છે એવું ખાત્રી પુવક માની બેઠેલા વિદ્વાન ભાઇઓ બીજાઓને જાહેલ ગણવા પહેલાં પોતાની સ્થિતીનો ખ્યાલ કરી જમાનાને અનુસરતું

અઇક્યતા—અને એકસંપીનું જ્ઞાન મેળવવા મહેરબાની કરશે તો, તેઓની વિદ્વતાથી અહલે ઇસલામને ઘણો લાભ થઇ પડશે.

તેવા ઝનુંની વિદ્વાન ભાઇઓ સત્ય શોધક થઇ, બીજાઓ માટે સત્ય માર્ગ દર્શક થઇ પડી, દરેક સાથે ભળી હળી દરેક ઇસલામી વ્યકિતના કાર્યને ઉતેજીત બની રહેશે તો, આપણે ઇસલામી અઇક્યતાને વગર વીઘ્ને વેળાસર પહોંચી શકીશું. ધાર્મિક ઇસલામી શુદ્ધ વર્તન ખાસ મુખ્ય નેમ રુપે ગણી, તે સિવાય ઉદારતાથી દરેક બાબતોની છુટ ગણનારા સાહિત્યોજ ઇસલામી અઇકિયતાના માર્ગમાં પ્રકાશ પાડી શકશે.

અહલે ઇસલામની એકસંપીનો ખ્યાલ કીધા સીવાય જે સાહિત્ય ફિરકેરાઇને લખાય તેથી પણ કોઇ જાતની બદી નાબુદ થાવાની નથી કે શુભ નેમ પાર પડવાની નથી.

આપણે વિશાળ દ્રષ્ટિથી જોઇશું તો જુદા જુદા ફીરકામાં પાક દીને ઇસલામની ઝળકતી પીછાણના પુરાવામાં બધા ફિરકામાં પણ જુજ તફાવત સાથે ઇસલામ

મત એકજ નજરે પડશે. માટે સાહિત્યોદ્વારા સહજ મત ફેર માટે ઉદાર થઇ એકજ ખાસનેમ "ઇસલામી શુદ્ધ વર્તન" ને જાળવી રાખનારા અપક્ષપાત લેખકોની સાહિત્ય સેવા અહલે ઇસલામને ઘણો લાભ કરી શકશે.

ખુદાની પાક જાતમાં કોઇને શીર્ક ન ગણવા જોઇએ. શીર્કપણું થાવાથી ઇસલામી શુદ્ધ વર્તનને (ઇસલામ મતને) કલંક લાગે છે. દરેક ફિરકાવાળા ભાઇઓ એ વાતને મંજુર રાખશે. અને એ એકજ ઇસલામ મત નો કોઇ ઇન્કાર કરશે નહી.

શીર્કપણું વધી જવા માટે ઇસલામી ભાઇઓની અજ્ઞાનતા માટે ઘણા પુસ્તકો બહાર પડયાં હશે પણ ઝનુનતાથી ઉદાર થવા સીવાય, નબળા મનથી ઉશ્કેરાએલાં લખાણોમાં સભ્યતાની બો જણાતી નથી. તેમજ દોષિત સાથે નિર્દોષને પણ નિંદે તેવા સાહિત્યોથી અઇકયતાની આશા કયાંથી રખાય?! શીર્કપણું વધી જવાથી ઇસલામને કલંક લાગે છે. તે વીશે તકવિયતુલઇમાન અથવા ઇમાનની પોષ્ટિકનો ઉર્દુમાંથી ભાષાંતર કરનાર મરહુંમ મા૦

ગુલામ મહમદ હાજી હાફેજ શાદીક ઘણો બળાપો કરી ગયા છે; પણ તેઓ . મરહુમ માટે દિલગીરી સાથે જણાવવુ પડે છે કે, તેઓ પણ ઝનુની ચશ્માં પહેરી એટલી બધી બારીકીમાં ઉતાર્યા છે કે, હ૦ રસુલ્લાહને પણ દરજ્જો દેવાઇ જાય તો શીર્કપણુ થઇ જાય છે. તેમજ કોઈ હ૦ રસુલ્લાહની શાનમાં મોહબતથી ગજલો બોલે કે, આશકાની રીતીએ ઇસલામી કોઇ વ્યક્તિ વરતે તેથી પણ શીર્કપણાનો ગુન્હો લાગુ પડવાનું જણાવે છે.

એક ઇસલામી ભાઇ એક હદમાં રહી હ૦ રસુલ્લાહ તરફની પોતાની મોહબ્બતનો ઉભરો દર્શાવવા ગજલો કે કંઈ બોલે તો તેમાં શીર્કપણું શું થયુ ?

વખતના વહેવા સાથે, ઉમરના વધવાસાથે અનુભવના પાઠો શીખતાં શીખતાં ખુદાની પાક જાતને ઓળખી શકશે એક ઇસલામી હાલતાં ને ચાલતાં અલી કે રસુલનું નામ લઇ તેની મદદ ચાહે તેથી શીર્કપણામા સપડાઇ જાતો નથી.

અલી કે રસુલની મદદ સીવાય, અલી કે રસુલ તરફ પ્યાર ધરાવ્યા સીવાય એક ઇસલામી ખુદાને કેવી રીતે મલી શકે ? જરૂર **અલી કે રસુલ નુર કે નબુવતની** મોહબ્બતથીજ ખુદા મળી શકશે.

એક ઇસલામી અલી નબી સીવાય કોની પનાહ માંગશે? અને કોની પનાહમાં રહેશે ? તેઓ લખે છે જે કુરાનમાં હદીસમાં ઘણી ઘણી જગ્યાએ હ૦ મહમદને (સલ) બસર (માણસ) કહ્યા છે. હજરતે પોતે પોતાને બસર કહ્યા છે.

અલબત તેઓ બસર યાને ઇન્શાની જીસ્મમાં (નબીનું નુર ધરાવતા) હતા અને જ્યાં સુધી તે પાક રસુલ્લાહ ઉપર નબુવત જાહેર થઇ ન હતી ત્યાં સુધી માન મેળવવાની તેઓમાં સતા ન હતી પણ જયારથી નબુવત જાહેર થઈ ત્યારથી તેઓ આપણી ઉપર હકદાર નબી તરીકે સરદાર થયા ને તેનો દામન પકડી રાખ્યાથીજ આપણી બેહેતરી છે. જો કે તેઓ (બસર યાને) માણુસ હતા, પણુ તેઓના ખાકી જીસ્મમાં નબી તરીકેનું નુર

પ્રકાશતુ થયુ, નબુવત જાહેર થઇ, તો જરૂર તે આપણા ગુરૂ આપણી તરફનો ન્સમાન સ્વીકારવાનો હક્ક ધરાવ છે.

ખુદાના મોકલેલ નબીની મોહબતમાં આપણે મસ્ત થઈ જશું તો તે નબીમાંથી ખુદાને મેળવીશું પણ શીર્કપણાના ગુન્હામાં સપડાઇ જશું નહીં કારણ જે નબુવત જાહેર થવા પહેલાં જે મહમદ નબી વગરના હતા તે ખુદા તરફથી નબુવત ઇનાયત થયાથી તે પાક નબુવત ને ખાતર **નબી મહમદ** થવા. આપણે તેઓ તરફ જે પુજય ભાવ દર્શાવીએ. તે મહમદ તરફ નહી પણ ખુદાની પાક નબુવત તરફ દર્શાવીએ છીએ. એ ખુદા વહદહુ લા શરિક પોતાનું પાક નુર કે નબુવત જ્યાં પ્રકાશતું જાહેર કરે સાં તેની પરસ્તી કરવી જોઇએ જેમ દાદા આદમના ખાકી જીસ્મમાં ખુદાએ પોતાનું નુર પ્રકાશતું કરી દરેક ફિરસ્તાને સીજદો કરવા હુકમ કીધો તે વખતે અજાજીલ ફિરસ્તાએ ખાકના પુતલા (બસર) માં ખુદાનુ નુર પ્રકાશતું જાહેર થયું છતાં તેવા માટીની દેહીવાલા આપણા દાદાને (આદમ બસર) ગણી શીજદો નહીં કરવા

માટે ખુદાની બેફરમાનીનો ગુનો લાગુ પડયો, તેની બધી મહેનત ઇબાદત બરબાદ ગઇ અને તે રાન્યો ગયો.

દરેક ઇસલામી ફીરકામાં નુકશાનકર્તા ન હોય તેવી રસમ ચાલુ રહેનો હરકત નથી, પણ ઇસલામી પવિત્ર શુભ નેમમાં ભુલ થવી જોઇએ નહીં.

પરસ્પર ઇન્શાનોમાં નહિ ગમે તેવું પ્રકૃતીની ભિન્નતાના સબબે ભિન્ન ભિન્ન પ્રકારનું વર્તન હોય એ બનવા જોગ છે કારણ જે, કપાળે કપાળે જુદી મતી તો પરસ્પરના આકરા ઠંડા સ્વભાવો માટે દરેકે નરમ ગરમ થઇ ગ્રાહ્ય રૂઢી કે નહિં વીઘ્ન કરે તેવું વર્તન ચાલુ રાખી પરસ્પર ઇસલામી બાઇઓએ ઉદારતાથી જોડાઇ જવું. નુકસાન ન કરે તેવી રૂઢી કે રસમ માટે છુટ રાખી ઉદાર રહેવું.

જે રૂઢી ઇસલામી ખાસ મતથી જુદા પ્રકારની ન હોય, દેખાવમાં ગમે તેવું ભિન્ન પ્રકારનું વર્તન જણાય, પણ ઇસલામી ખાસ નેમને જાળવી રાખવામાં આવતી હોય તો બસ છે. તે સાથે એ પણ ખાસ લક્ષ રાખવાનું છે જે, ઇસલામી ધાર્મિક પવિત્ર વર્તનને બાધકર્તા

આચરણ હરગીઝ હોવુ જોઇએ નહી.

એક માણસ પોતાની નફસાની ખાહેશો બર લાવવાના ખાતર પરહેજગાર થઇ જાય, તેને વિચાર કીધા વગર મુરશીદ ગણી કોઇ તેના હાથ ચુંમવા માંડે કે તેવા વગર હકદારને હકદાર ગણે, તે ઇસલામી પવીત્ર વર્તનને લજાવનારૂં જ છે. એક માણસના આવી રીતે વગર હકે મુરશીદ થઇ લોકોને ઠગે ને લોકો શીર્કપણાગાં સાગેલ થઇ જાય અથવા તો કોઇ કબરનો મુજાવર (ઠેકાદાર) થઈ લોકોને કબર પરસ્તી કરાવી, ઇસલામ મતથી જુદી રીતનું વર્તન બતાવે ને તે બહાને પોતે પોતાના ગુજરાનનો ધંધો માંડીબેસે ને લોકો ની તુચ્છ લાલચો બર આવવાનું સાધન કબર પથર કે મિનારો છે એમ કહી પોતાની તુચ્છ આમદાની ચાલુ રાખવા લોકોને અજ્ઞાન બનાવે ને તેવા શીર્કપણાના ગુન્હામાં કોઇ ઇસલામી બાઇ સપડાઇ ન જાય તે માટે સાહિત્યનો ફેલાવો થવો જોઇએ. તે બદલ મરહુમ મી૰ ગુલામમહમદ હાજી હાફિજ લખે છે જે.

"એઓની બોલીચાલીમાં ઘણીવાર આ શબ્દો નીકલેછે

"અલ્લાહ રસુલ તારો હવાલો

"અલ્લાહ રસુલ તારો બેડોપાર કરે

"અલ્લાહ રસુલ તમને તનદુરસ્તી આપે

'પીરાનપીર તારી મદદ કરે

"ગઉશપાક તારી મદદ કરે"

અલબત પીરાનપીર કે ગૌસપાક કે કોઈપણ નામ તરફથી કશી આશ રાખવી નહીં પણ અલ્લાહ તથા અલ્લાહના રસુલ તરફથી—

"અલ્લાહ રસુલ તારો બેડો પાર કરે" એવું એક ઇસલામી વ્યકિત નહિ ઇચ્છે તેનું શુ કારણ? તે સમજી શકાતું નથી.

અલાહ રસુલ તારો બેડોપાર કરે એથી વધુ ઈસ્લામી માટે શું હોય? પણ મરહુમ મી૦ ગુલામમહમદ પોતાના લખાણમાં જણાવે છે કે.

"એઓનું (નબીનું) કામ લોકોને હિદાયત કરવાનું માર્ગ બતાવવાનું છે ને તે કામ તેઓની શકિત પ્રમાણે સારી રીતે બજાવ્યું છે."

જ્યારે હિદાયત કરવાનું અને આરગ બતાવવાનું કામ નબીનું છે, તો ખુદા સાથે નબીની પનાહ માંગવામાં શુ ખોટુ છે? દરેક ઇસ્લામી અલી નબીની પનાહ (છત્ર) માં રહે છે તે અલી નબીના નુર સીવાયની કશી પરસ્તી કરે નહીં એટલે બસ થયું.

આ કળિયુગના ફળતાલ વેળામાં શેતાનનું જોર ઘણું છે જેથી આજના જમાનામાં શેતાન ઇમાનદારના ઇમાન સહેલાઇથી લુંટી જાય છે તે માટે મુરશીદની ગેરહાજરીમાં કોઈ મોમીન શખ્સ વિચાર કીધા વગર જેને તેને કે કબરને દરજ્જો ( રૂતબો ) આપી પોતાની ઇસલામી ઇમાનદારીને કલંકિત ન બનાવે માટેજ હદીસ અને કુરાને શરીફમાં સખત રીતે ફરમાનો થયા છે જે, "ખુદાની પાક જાતમાં કોઈને ભાગીદાર (શીર્ક) બનાવવા નહી."

જેમ એક હથીયાર (શસ્ત્ર) થી શત્રુનો સંહાર થઈ શકે છે ને જો તેજ હથીયારથી મિત્રને પ્રહાર કરીએ તો મિત્રને પણ છન્ન પુગાડી જખમી બનાવી શકીયે છીએ તેમજ આપણા દાદા આદમનો શત્રુ સેતાન ઇબલીસ છે.

આપણા તે દાદાના વખતથી આપણી સાથે તે ઇબ્લીસને શતરૂતા છે તો તે સેતાન સતરૂના કાવાદાવાથી કોઈ જગ્યા એ થતી કુફ્ર કે બુતપરસ્તી કે વગર હકના (માણસ) બસર પરસ્તી ને નાબુદકરવા યાને ખુદાની પાક જાતમાં કોઇને શીર્ક નહીં ગણવા બાબેનું થયેલ સખત ફરમાન રૂપી હથીયાર (સસ્ત્ર) આપણા હાથમાં છે તે હથીયાર (ફરમાન) નો ઘટતો ઉપયોગ કરી શેતાન પરસ્તી કે સીર્કપણાનો નાસ કરવો જોઇએ પણ અલીનબીના પાક નુરની થતી બરહક પરસ્તીને માટે પણ તેજ હથીયા રૂપી ફરમાન લાગુ પાડીએ તો તે ફરમાન રૂપી હથીયારનો દુરૂપ્યોગ કીધેલો ગણાય.

શતરૂનુ બળ તોડી નાંખે તેવી તલવાર (ફરમાન) આપણા મિત્ર પક્ષમાં ચલાવીએ તો મિત્રોનો નાશ કરી શતરૂ સેતાનના જોરમાં વધારો કરી શકીએ તેવું ખુદા હરગીજ ઇચ્છતો નથી.

મરહુમ મી. ગુલામમહમદ તકવીયતુલઈમાનનો ગુજરાતીમાં ભાષાંતર કરતાં પ્રસ્તાવનામાં ઈસમાઇલી હાજર

ઇમામ ના. આગાખાન સાહેબ અને ઇસમાઇલી ખોજા તે નામદારના મુરીદો ઉપર શીર્કપણાનો દોષ તે કીતાબ ના પ્રસ્તાવનામાં પાના ૨૧/૨૨ માં મુકે છે. હ૦ અલી થી સુલતાન મહમદ શાહા હાજર ઇમામ સુધી સીધી ઇમામતની વંસાવળી આપી તે પછી ઝનુનતામાં જે લખેછે તે અત્રે એટલા માટે દર્શાવતા નથી કેઃ—

ઝનુનતાથી સભ્યતાનો ભંગ કરી જે લખ્યું છે તે આ એકયતા વાળા લખાણમાં લખવું અસ્થાને ગણાશે. મરહુમે જે લખ્યું છે તે માટે મરહુમ નિર્દોષ છે, તેમાં તો કંઇ શંકા નથી રહેતી પણ ઉપર કહ્યું તેમ ફરમાન રૂપી હથીયાર મિત્ર પક્ષમાં ચલાવ્યાથી શેતાનનું જોર વધે ને ઇસલામી કુવ્વત નાતવાન થાય. એ મુજબ તેઓએ લખેલું તે ફરમાન રૂપી હથીયારનો દુરૂપયોગ કરેલો ગણી તે માટે મરહુમને નિર્દોષ ગણીએ છીએ."

હકદાર ઈમામ કે નબીને અર્થાત નુર કે નબુવત ને અર્થાત શાહા કે પીરને હકદાર ગણી તે પાક નુર અને નબુવતની બુજરગી તરફ મોહબત દર્શાવ્યાથી

શીકપણું થઇજવાની ખોટી બીક દેખાડવી તે ઇસ્લામના પાક ફરમાનો નો દુરૂપ્યોગ કીધેલોજ ગણાય.

જેમ એક એક માણસની સીકલ હલક પ્રકૃતી જુદી જુદી છે તેમજ દરેક એક એક માણસની જુદીજુદી રીતે ઇમાનદારીના વધુ ઓછા પ્રમાણમાં ખુદા વધુ ઓછો નજદીક છે. તે માટે આપણે ખુદાના કોઈ બંદાનો કે કોઇ કોમનો કે કોઇ ફીરકાનો ઈન્સાફ કરી શકશું નહીં.

એક બંદાની જાહેરની ઇબાદત અને નેકી ભરેલું પરહેજગારી વરતન જોયાથી તેને પરહેજગાર તરીકે પીછાણી શકશુ પણ તે પરહેજગાર બાતેનમાં કેટલો હક પર છે તે માટે તો, તે અને તેનો ખુદાજ જાણે. બાતેન જોયાનું કામ આપણું નથી તો પછી બાતેનમાં અલી નબીના પાક નુર અને નબુવતની મોહબતથી એક બંદા ના દીલમાં કે એક ફીરકા કોમના દીલમાં ઇમાનદારીનો ચિરાગ વધુ ઓછો પ્રકાશતો હોય તે ઉપર ડહાપણુ ડોળવા બેસવું જે, "તે પરહેજગારે આમ વરતવું જોઇએ

ને તેમ કરવુ જોઇએ નથીને આમ ગણાવા ને આથીને તેમ ગણાવા જોઇએ આટલી હદે માનવું ને તેથી વધુ ન માનવું." એ મુજબ કાગળ કલમ હાથમાં લઇ ખુદાઇ કાયદાની કલમો અદના અકલી દલીલથી ઘડવા બેસવું તે એક બંદઃ અને ખુદા વચેના સગપણમાં માથું માર્યા જેવું થાય છે તે કરતાં પોતે પોતાનું ખુદા સાથેનુ સગપણ કેવું કેટલું મજબુત કેટલી હદ સુધીની સખતી (કસોટી) ખમી શકે તેવું છે તેનીજ ફીકર કરવાથી પોતે પોતાને ફાયદો પુગાડી હકને જાણી કે જોઇ શકે.

એક માણસ સાથે બીજા માણસની સીકલ અવાજ કે પૃકૃતી મળતી નથી. શું કરીએ કારસાજની કુદરત છે ભુલીએ ચુકીએ પણ એક સુરત એકઇલક અને એકજ પ્રકૃતીના પોતાના બે બંદા બનાવીયા નથી તો એક બંદો પોતાની ગરમ કે ઠંડી, પ્રકૃતીના મિજાજમાં ધાર્મિક ટુંક કેળવણી મળેલી હોય તેના ઝનુનમાં ગરમ થાય કે તડકી જાય ને પોતાના બીજા નિર્દોષ ધમ બન્ધુને તુચ્છ ગણી કે કાફર ગણી ધિકકારી કાઢે તે ખુદાને કયાંથી પસંદ હોય!

પહેલાં તો ધારમિક ટુંક કેળવણી મળ્યાથી ઝનુની થવું એ પણ અપુર્ણતાજ છે. પોતાને પોતે નહી સંભાળી શકીએ કે સારૂ માઠું ન જોઇ શકીએ ને ધાર્મિક ઝનુનથી ઉશ્કેરાઇ જઇએ તે અપુર્ણતા નહીં તો બીજું શું.

બયત.

હરગીઝ દીલે મન ઝે ઇલ્મએ મહેરૂમ ન શુદ
કમ બુદ ઝે ઇસરાર કે મફહુમે ન શુદ
હફતાદ દુ સાલ ફીકર કરદમ શબો રોઝ
માલુમ હમી શુદ કે હીચ માલુમ ન શુદ

( નાસર ખુશરૂ.)

ભાવાર્થ.

મારૂં દીલકોઇ વખતે મસ્તી ( સરાબે કુરાની) વીના ખાલી નહીં રહ્યો તેમ ભેદ ભરેલી એવી ઘણી થોડી બાબતો રહી જે હું સમજી શકયો નહી તેની બહોતેર વરસ સુધી રાત અને દીવસ ફીકર કીધી ત્યારે નકી સમજાયું કે મેં કાંઇપણ જાણું નહી.

ઉપલી નાસેર ખુશરોની બેત ઉપરથી સમજી સકાય

છે કે પુર્ણતાને પોહોંચવા કે તેની કુદરતને જાણી શકવા માટે આપણામાં દમ મારવા જેટલી જગ્યા નથી. અલબત એક ઇસ્લામી થઈ ઇસલામને કલંક લાગે તેવું જુદું વીરૂધ્ધ પ્રકારનુ વર્તન રાખતો હોય, દેવી દેવતા કે કબર કે બુત કે પાણીપરસ્તી કરતો હોય તેતો નજ સહન થાય પણ જેમ નાના અજ્ઞાન બાળક ઉપર મોટા માણશો (વડીલો) ગુસે થતા નથી તેમ બાળકને ગુસે થઇ કહીયાથી અજ્ઞાન બાળકને સમજી શકતુ નથી પણ બચાંને ફોસલાવી પટાવી સમજાવીને કહેવાથી અસર થાય છે તેવીજ રીતે ઇસલામ વિરૂધ્ધ વર્તન કરનાર બાળક જેવાને ખોટી નિર્જીવ કબર પથર કે કોઇ ઠગ ઉપર આસ્થા બાંધી બેસેલા બાળક વરગ ને તિરસ્કારથી નહીં પણ ઉદારતાથી મોહબત દર્શાવી દીને ઈસ્લામના પવિત્ર હેતુ સમજાવીએ તો જરૂર હક વાતની તેને અસર થશે તો કશીપણ નીર્થક આશયા બાંધવાથી પોતાની ઇસલામી ઇમાનદારીને સંભાળી ઉદાર થઇ આપેલી સીખામણ ઉપર લક્ષ દેશે.

મરહુમ મી૦ ગુલામમહમદના લખાણમાં સીરફપણા માટે

વ્યાજખી બળાપો પણુ કરવામાં આવીયો છે તેઓના ભાષાં-
તરના તકવિયતુલ ઈમાનના પાના ૧૪ માં છે જે-

"તિરમીઝીમાં અનશ (રદી) થી રીવાયત છે તેમણે કહયુ કે રસુલ્લાહે ફરમાવ્યું ઓ આદમ પુત્ર જો તું દુનીયાભરીને ગુનાહોની સાથે મારી મુલાકાત કરે ફરીકોઇ વસ્તુનો મારો ભાગીયો બનાવ્યો નહી હોય (શીર્ક કર્યું નહી હોય) એવી સ્થિતીમાં મારી મુલાકાત કરી હોય તો બેશક દુનીયા ભરીને બખ્શીશની સાથે હું તારી પાસે આવીશ.

અલબત ખુદાની પાક જાતમાં કોઇને શીર્ક ગણુવાજ નહીં એવાતની કોઇપણુ ઇસલામી ના પાડશેજ નહીં ગમે તેવો ગુનેહગાર હોયા છતાં પોતાના ખુદા સીવાય કોઇ તરફની કસી પરવા નહિં કરનાર દુનિયામાં બેહેસ્ત જેવાં સુખો કે ભુરા જેવી સ્ત્રીઓથી નહી ઠગાનાર કે નહી છેતરાનાર જે બંદે ખુદાને દ્રઢ ભરોશે ખુદાનીજ યાદમાં રહ્યો હોય ને તે ખુદા હક તરફથી મલેલુંજ હક સમજ તો હોય બીજા કોઇ તરફ નમવા કે ઇમાનદારીની પાક દામાની ઉપર દાગ લગાડયા સીવાય તે બંદો બીજા કોઇ

પ્રકારના ગુનાહમાં સપડાએલો હોય તોપણ એક ખુદાની પતીવ્રત જેવી આગ્નાકારીથી રહેનાર બંદા ઉપર ખુદા રહેમતનો વરસાદ વરસાવી પોતાની મહેરબાની ભરેલી મુલાકાત કરાવે તેમાં શુ નવાઇ ?

ઇમાનદારીમાં દ્રઢ રહીવા સીવાય પાકદીન મહજહબ ની ખુબી જોઇ શકાતી નથી માટે ઇમાનદારીમાં દૃઢ રહેવા માટે કેળવણીવને કોઇ તરફ કશી લાચારી સ્થીતીમાં નહી રહેવા તેમજ કોઇ લાલચમાં નહિં સપડાવા દરેક ઇસલામી ભાઇઓએ પોતાને સંભાળતાં શીખવું જોઇએ. કારણ જે આજકાલ સ્વાર્થની બજાર એટલી બધી ગરમ છે કે સ્વાર્થ આગળ ઇમાન ટકાવી રાખવા માટે ઘણી તકલીફ પડે છે દાખલા તરીકે—

એક માણશનો એકજ જુવાન દીકરો બીમાર હોય, મરણ પથારીએ પડીઓ હોય તેની બચવાની આશા ન હોય તેવા સંજોગો વચ્ચે કોઇ ઠગારો આવીને કહેશે જે ઇસલામ ધર્મતજી બીજા ધર્મમાં આવે તો તારા પુત્રને જીવતો રાખું તેવી ધિક્કારવા જોગ માંગણી કરનાર ઠગને કોઇપણ

ઇસલામી કોઢું નાંઢ આપતાં ધિક્કારી કાઢશે પણ જે ઠગ જાહેરમાં જુદો દેખાવ કરી તે પુત્રના બચવાના ઇલાજમાં ઇસલામ ધરમ વિરૂદ્ધ વર્તવાની ભલામણ કરતાં રહેસે જે.

અમુક કબર કે દેવી દેવતાની જગ્યાએ અમુક પ્રકારે ક્રીયા કીધાથી બલા દુર થશે ને છોકરો બચી જાશે.

ગરજને અકલ હોતી નથી કે લાંબો વિચાર સુજતો નથી એકનો એક પુત્ર જીવતો રાખવાની કાળજીમાં ઈસલામની પવિત્રતાને કલંક લગાડી ઇમાનદારીની પાંક દામની ઉપર ડાઘ લગાડી સીર્કપણાના ગુનાહમાં સપડાઇ જવશે ને એવી રીતે ફકીર દરવેસનો આડંબર કરનારા ઠગને તે બહાને જે ખેરાત મલે તે લાભ સિવાય બીજી કશી નેમ હોતી નથી એક ઇસલામી આવા સંજોગે શીર્કપણાનો ગુનેહગાર થાય તેને પણ દીકરો જીવતો રાખવાની નફસાની ખાહેસ બર લાવવાનીજ પડી છે તેમજ ઠગનો તો તેવોજ ધધો હોય છે ને તેવા ઠગો તો સેતાનના ચેલા થઇ જે બહાને જે રસ્તે લોકો સપડાય તેવા બહાના અને તેવા રસ્તાપર ઇમાનદારોને આવા સંજોગોમાં ગોથુ ખવડાવી દીએ છે, અને અલી

નબીની પાક ઉમ્મતને નહિં છાજે તેવું વર્તન કરાવી ઇસલામીયત લજાવે છે.

આપણા કરતા પણ હિંદુ કોમમાં બાવા લોકો અંધ શ્રદ્ધાળુને ઘણા લુટે છે તીર્થની જગ્યા ઉપરે બાવાલોકો કેવી રીતે અંધ શ્રધ્ધાળુને ઠગે છે તેનો ચિનાર વિશ્રામીસદી માસીક ચોપાનીઉં મી૦ હાજી મહમદ અલારખીયા સીવજીના તત્રીપણા હેઠળ નીકળે છે તેમાં બાવા લોકોના ખરા ચિતરો આપ્યા છે અને તે બાવાઓ અંધ શ્રધાળુને એટલે દરજે લુટે છે કે–

એક વાછડાને પગ કાપી ગાયને પાંચમો પગ જખમ કરી બેસાડે છે ને દવાદારૂ કરી તે પાંચમો પગ લટકતો બનાવી જાત્રાની જગ્યાએ બિચારા ભોળાલોકો તે પાંચ પગની ગાય હીંદુભાઇઓને પુજય ગણાય છે જેથી ખુશીથી તે ગાયના માલીક બાવા (કસાઇ)ને આપે છે આવી રીતે ઘણા લોકોને અવળે માર્ગે દોરી જઇ પોતાની નફસાની આમદાની ને વેપાર માંડી બેશે છે આપણામાં શુધ્ધ ઇસ્લામી વરતન દાખલ થઇ જાયને લોકોને અલી

નામીના પાક નામ સીવાય કશી રીતે ફાયદો મળવાનુ કે લાભ થાવાનું કે તનદુરસ્ત રહેવાનું સ્થાનજ નથી એવો પ્રચાર સાહિત્ય દ્વારા ફેલાવવો જોઈએ. દુખ મુશ્કેલી કે આવનારી આફતો તો આવે ને તે સબર અને સુકર ગુજારી સહન કરવી જોઇએ.

શુ બંદા ઉપર દુખ ન આવે !
શું કુદરત પોતાનું કામ ન કરે ?
શુ બંદાની વહાલી વસ્તુનો વિજોગ ન થાય ?
શું બંદાને ખુદા જુવાનજ રાખે ?
બંદાને ખુદા બુઢો કે બિમાર ન બનાવે?

જીંદગીના દમ ખલાશ થાતાં બંદાનો ખુદા પોતાની હજુરમાં હીસાબ લેવા ન બોલાવે કે જુવાનીમાં ન મારે ?

જરૂર કુદરત કુદરતનું કામ કરીયે જાય છે ને કરી રહી છે ને તે જોતા અજ્ઞાન બની કોઈપણ સ્વાર્થી જાળમાં ન સપડાતાં સેતાન ઇબલીશનો શીકાર ન બનતાં પાકદીને ઇસ્લામના પવિત્ર ફરમાનો યાને પાક ઉસુલો સાહિત્યદ્વારા સમજાવવા જોઇએ ઇસ્લામની દરેક પવિત્ર નેમને કાળજી

પુર્વક સંભાળી રાખવા માટેના સાહિત્યોની ખાસ જરૂરત છે. એકજ અહલે ઇસલામ જુદા જુદા ફિરકામાં થોડા થોડા તફાવત સાથે કોઈપણ ખાસ નુકશાન કારક રૂહ એકજ ઇસલામ મત માટે પરસ્પર એકયતા પ્રાપ્તકરી દરેક પરસ્પર પ્યાર ધરાવતાં શીખશું તો જુદી જુદી સંસ્થામાંથી એક ઇસ્લામબળ (પાવર) એક થાવાથી જાહેર આલમમાં હાલની પ્રતિષ્ઠાને કરતાં વધુ સારી પ્રતિષ્ઠાને પાત્ર થઇશું ને દીને ઇસ્લામની ખુબીઓ જાહેર આલમમાં મુકી સકીસું તે જોઇ બીજી કોમના માણુસો પણ દીને ઇસ્લામના વખાણુજ કરશે માટે હવે પરસ્પરનો અભાવ ઇસલામી ભાઇઓએ દુર કરવા જાઇએ. એવું કોઈખાસ કારણ નથી જે પરસ્પરનો અભાવ દુર ન થાય તેમ કોઇ ધાર્મિક કારણ એવુ નથી. જે અભાવ દુર શા માટે ન થાય ?

ખુદાના લાખ શુકરાના છે કે બીજી કોમો યાને કુલ મખલુકાત સાથે આપણે એકસંપીથી વરતીએ છીએ તેમ આ જમાનો એકયતા અને એક સંપીને ચાહાવાનીજ યાદી આપે છે તો આપણા અહલે ઇસ્લામની એકયતા

વચ્ચે રહેલો અભાવ જેની કુચ્છ બિસાત નથી ખુદાનું ચ્હાવું થયું તો ઇસ્લામી વિદ્વાનો બહાર પડી સાહિત્ય દ્વારા તે અભાવ સેહેલાઇથી દુર કરી શકશે ને પડદામાં છુપાએલી રહેલી ઇસ્લામી એકયતાને મેળવી આપશે. દબાઇ ગયેલો ઇસ્લામનો દબદબો ફરીથી જાગૃત કરશે. રીસાઈ ગયેલી ઇસ્લામની રોશનીને પાછી મેળવી આપશે ને અહલે ઇસલામના હરદયનો એકયતાથી રળીયાત બનાવનારી ઇસ્લામી રોઉનક પાછી જોઇ શકશું. ઇસ્લામ દીનની શચાવટનું શુર ફુંકનાર રણશીંગડું સાહિત્યદ્વારા ફુંકશે યાને દીને ઇસ્લામના પાક રક્ષક **અલી નબીના** પાક નામનો ઘંટનાદ વગાડનારા સાહિત્યો બહાર પડશે તો ઘણી નજદીક પડદા પાછળ છુપેલી એકયતા શેહેલાઇથી મેળવી શકશું.

ખુદાની પાક જાતમાં કોઇને શીર્ક બનાવવાનુ ઇસ્લામ મત કહેતો નથી ગમે તેવા મોટા સ્વારથના ખાતર કે ગમે તેવી તુચ્છ લાલચ બર લાવવાના ખાતર કે દુનિયાની બાદશાહી મલે તો પણ ઇસ્લામને નહિ છાજે તેવું

વર્તન હરગીજ નહીં કરવા પાક દીન મહજબને દ્રઢ તાથી વળગી રહેવાથીજ ઇશનાશરી તરીકે મગરૂ થાવામાં વ્યાજબી ગણાશું.

અજ્ઞાનતાથી સ્વાર્થના ખાતર જ્યારે એક કબર પથર કે તાબુત તરફથી પોતાની ઉમેદ બર આવવાનું એક ઇસનાશરી માનતો હોય વળી તેને અલી નબીની પાક નુરાની જાત ઉપર પણ તેને પ્યાર હોય તો, તેવી અપુર્ણ શ્રદ્ધા વિશ્વાશ વગરનીજ કહેવાય.

વણ વિશ્વાશે કરે ભરથાર
નહીં શુવાગી નહી રાંડીનાર.

અગાઉ જણાવી ગયા મુજબ શીર્કપણું થઈ જાવા માટે તકવિયતુલ ઇમાનનુ ગુજરાતીમાં ભાષાંતર કરનાર મરહુમ મી૰ ગુલામ મહંમદે દોષિત સાથે (અમારી) નિર્દોષ રસમ માટે પણ ભુલથી બળાપો કીધો છે અને નામદાર આગાખાન તથા ને હાજર ઇમામને માનનાર ઇશનાશરી ખોજાઓની પણ ઇશનાશરી આલમમાં શીર્કપણામાં ગણાયાની પબલિકમાં પીછાણ આપી છે માટે તે

ખુલાશાના ખાતર અમારા ઇશમાઇલી ફીરકામાં શીર્કપણા જેવું કશું નથી અને દીને ઇશલામને શોભા આપનારી દરેક પવિત્ર રૂઢી કોઇ પણ ઇસલામીભાઇ ઉદાર થઇ જુવે તો શમજી શકશે અને અહલે ઇશલામના એક ફીરકા તેમજ નામદાર આગાખાન શાહેબ જેવા નામદાર શહેનશાહ તરફના વફાદાર ઇશલામી લીડર માટે જે આરોપો ભુલથી મુકાયાછે ને અમારા દરેક ઇશલામીભાઇઓની નજરમાં અમે લોકો શીર્કપણાનો ગુનોહ કરીએ છીએ એવી શમજણ ફેલાવનાર સાહિત્ય ઇશિલામની એક સંપીને હચ મચાવેછે. તેમજ અમારા એક ફીરકાને દરેક ફીરકાવાળા ઇશલામી ભાઇઓ તરફના એકજ નબીના ખાતર અમારા ઉછળતા ઇશલામી પ્યારના પવિત્ર ઝરાને ગેર ઇન્શાફ આપેછે માટે એ વીશે અત્રે ખુલાશો કીધો અસ્થાને તો નહિંજ ગણાય કારણજે અહલે ઇશલામની અઇયતાનો શવાલ છે.

માટે મરહુમ મી૦ ગુલામ મહંમદ તેમજ બીજો કોઇપણ ઇશલામી બીરાદરોની નિર્દોષતાથી અમારા માટે

ગેર શમજુતી થઇ હોય તો આ ખુલાશાથી જાણી શકાશે જે ઇશલામના એક ઇશમાઇલી ફીરકામાં શીર્ક પણા જેવું કશું છેજ નહિં.

અમારામાં નુરપરસ્તી સીવાય કસીપણુ પરસ્તી થતી નથી કે વગર હકે કોઇને મુરશીદ ગણી તેના હાથ ચુમવામાં આવતા નથી. શીર્કપણા વગ નું હમારં શુધ્ધ ઇશલામી વર્તન હોવા માટે હમો મગરૂર થાવામાં બ્યાજબી છીએ એમ દરેક ઇશલામીભાઈ નીચે લખ્યા મુજબ ખુલાશો વાંચ્યાથી જાણી શકશે. અલબત અમારા બીજા ફીરકાવાળા ઇશલામીભાઈઓને અમારૂં તેઓથી સહજ જુદા પ્રકારનું વર્તન જણાશે પણ તેઓ ઇન્શાફની નજરે ઉદાર થઇને જુએ તો એકપણ રસમ ઇસ્લામથી ખીલાફ યાને ઇશલામ મત વિરૂધ્ધની જણાશેજ નહીં.

જેમ મરહુમ દેશભકત દાદાભાઇ નવરોજજી પારસી કોમના હોવા છતાં પોતાની દેશ ભકિતની પીછાણ આપવ ખાતર પહેલા હિંદી પછી પારસી ગણાયામાં સ્વમાન ધરાવતા હતા તેમજ આપણા અહલે ઇશલામના એહજ

કલમાની પવિત્ર પીછાણ માટે ફીરકાનો ખ્યાલ કીધા વગર પહેલા ઇશલામી થઇ કોઇપણ ઇશલામીભાઈ ઉદાર થઇ જોઇતો પાકદીને ઇશલામની દરેક પવિત્ર રસમને હમેશ જાળવી રાખી જોશે.

અમે હજરત મોલા અલીથી ક્રમવાર મજહરે જાતે ઇલાહીના પાક નુરનીજ પરસ્તી કરીએ છીએ. એ પાક જાતમાં કોઈને કશીપણ ધાર્મિક ઉપમા કે ધાર્મિક વડપણ આપતાજ નથી તે માટે અમારા ફિરકાના શુધ્ધ ઇશલામી ધાર્મિક વતન માટે નામદાર બ્રીટીશ સરકારની ઇન્સાફની અદાલતમાં રસભરી ચર્ચા—ના મુકદમાં ચાલ્યા છે—તેતો સરવે ઇશલામી આલમ સારી રીતે જાણેછે. તેમાંપણ છેલો નામદાર આગાખાન કેસનો શને ૧૯૦૮ માંજ ચુકાદો મળ્યો છે. આ કેસમાં અમારા હાજર ઇમામના કુટુંમ્બના વારસાનો શવાલ હતો તેમાં અમારા શેંકડો ભાઇઓને ઊલટ પાલટ રીતે પુછવામાં આવ્યુંછે ને વાદી પક્ષમાં કેટલાક ઇશના અશરીઓનો હાથ હોવાથી—આ કેશમાં અમારા ધાર્મિક અકીદા છુટથી ઊલટપાલટ પુછાયા ને

ઘણી રીતે કસોટી થઈ પણ સેંકડો શાક્ષીઓએ તરફથી એકજ મુદ્દા ઉપર એકજ જવાબ મળીઓછે જે.

"મોલાઅલીનું નુર ધરાવનાર હાજર ઇમામની
"પાક ઇમામતમાં કોઈ ભાગીયો થઇ શકેજ
"નહીં—જો તેમાં કોઇને ભાગીયો બનાવીએ
"તો અમે શીર્કપણાના ગુનાહમાં દાખલ થઇયે
"અર્થાત ઈમામતમાં કે ખુદાઇ નુરમાં ભાગી-
"દાર બનાવીયા માટે ગુનેહગાર થઇએ."

આ કેસ લાંબો વખત ચાલીયો છે. ને તેમાં-પણ ઘણી કસોટી થઇ છે. પણ કોઇ પણ જોઇ શકશે જે અમે ઇસલામ મતથી ખીલાફ માન્યતા ધરાવતાજ નથી. અમારામાં ગમે તેવો ઇલમવાળો ભગત કે મીશનરી કે વકતા કે લેખક ( અજ્ઞાનતાથી ) ગેરવાજબી ધારમિક જ્ઞાન મેળવતો નથી, તેવું અજ્ઞાન થઇ કોઇ કોઇને માન દેતું નથી કે તેવી અજ્ઞાનતાની હમારામાં હસ્તીજ નથી.

અમે નામદાર આગાખાન સાહેબમાં હજરત અલીથી વંસપરંપરાથી મળતી આવેલી ઇમામત અને પ્રકાશનું આ-

વેલું નુર અને નબુવતની પરસ્તી કરવામાં દીને ઇસલામની શ્રેષ્ટતા સાબિત કરી આપીએ છીએ.

કબર કે મીનારા ઉપર અમારામાં કશીપણ પરસ્તી થતી નથી. મોહરમના પવિત્ર દિવસોમાં આપણા શીઆ ઇસલામી ભાઇઓ ગમ કરે છે તે રૂઢી પણ અમારામાં નથી. ઇમામ તરફ ગમ દર્શાવીઆથી મોહબ્બતની લાગણી દરતી નથી પણ ઇમામનાં પાક ફરમાનો ઉપર લક્ષ દેવામાંજ ઇસલામ મતનો આધાર રહેલો છે.

પાકકુરાને શરીફની સુરે યાસીનની આયત ૧૨ માં ખુદાતાલા ફરમાવેછે જે—

" કુલ્લ શયઇન અહસયનાહો ફી ઇમામે મુબ્બીન. "

અરથ—દરેક ચીજનો અહેવાલ જાહેર ઈમામ પાસે છે.

તેમજ તે પાક કુરાને શરીફમાં સુરે બની ઇશરાએલ આયત ૭૧ માં ખુદાતાલા ફરમાવેછે કે—

" યવંન નદઉ કુલ્લ ઓનાસિન બે ઇમામે હિમ "

અરથ-દરેક ટોળાને અમો (ખુદા) તેના ઈમામ સાથે તે (કીયામત) દીવસે બોલાવીશું.

આ પાક કીતાબની બંને આયતો જોતાં અહમે ઇસલામને ઇમામના ફરમાન ઉપર રહેવાથીજ ફાયદો છે એમ માની અમે તે હાજર ઇમામના ફરમાન શીવાય—થઇ ગયેલા ઇમામો ઉપર દીનની લડાઇઓમાં ગુજરેલા સીતમ માટે ગમ નહીં કરતાં દીનના કામમાં કદી મુસ્કેલી પડે તો શહન કરવાનો બોધ લેવાનું તેમજ ઇમામના ફરમાન ઉપર ચાલવાનું તેમજ તે પાક નુર અને નબુવતની પરસ્તી કરવાનું અમારૂં ઇશલામી શુદ્ધ વર્તન કરીપણુ જાતના શીર્કપણા વીનાનુંજ છે.

હક મોહલાના હ૦ અલીથી હાલના હાજર ઇમામમાં પ્રકાસિત નુર અને નબુવત પ્રત્યક્ષ જોઇ તે નુર અને નબુવતને શાહા પીર નામે સ્મર્ણ કરી અલી નબીની મજહરે જાતે ઇલાહીની નુર પરસ્તી કરવામાં અમે દીને ઇશલામની શ્રેષ્ટતા સાબિત કરી આપીએ છીએ ને તે શ્રેષ્ટતાથી આજના જમાનામાં પણ શેંકડો ઊચવર્ણ આબરૂદાર હિંદુ કુટુમ્બીઓએ જાહેરમાં દીને ઇસ્લામને સ્વીકાર કીધો છે તે ગુપ્તીભાઇઓને જાહેરમાં દીને ઇશ-

લામને સ્વીકાર કરતાં જે જે મુશ્કેલી પડીછે. આર્ય સમાજી મંડળના તોફાની મેમ્બરો તે બાઇઓને દીને ઇશલામને સ્વીકાર કરતાં વચે પડી જે જે વ્યર્થ કોશીશો કીધી છે તે જગ જાહેર વાતછે. આપણા તે ગુપ્તી ઇશલામીબાઇઓને આબરૂદાર પઇસા પાત્ર હિંદુ સગા સંબંધીઓથી છુટા પડવામાં ઘણી મુશકેલી આડી આવી છતાંપણ પાક દીને ઈશલામના ધારમીક પ્રેમની પ્રબળતા આગળ તે દીન બાઇઓએ કોઇ તરફની કશી પરવા કીધી નથી. તે કસોટીમાં પસાર થઇ આવેલા દીનબાઇઓનો દરેક ઇશલામીબાઇઓએ પ્યારથી સ્વીકાર કીધો છે તે તાજોજ દાખલો છે.

શું આ ગુપ્તીબાઇઓ કેળવાએલા નહીં હોવાથી કે અંધશ્રધ્ધાળુ થઇને આવીયા હોયાનું કોઇ કહી શકશે ? નહીં હરગીજ નહીં. ને ગુપ્તીઓની કોઈ પણ ઈશલામીબાઇ એક વખત મુલાકાત કરે તો હિંદુ શાસ્ત્ર તેમજ ઇશલામી શાસ્ત્રથી જે સિધ્ધ કરી ધારમીક વિદ્ગના બતાવે તે જોઇ ઈશલામી અગર હિંદુ દંગ થયા વીના રહેજ નહી એ વીશે વધુ ખુલાસો કરવાની અગત્ય જણાતી નથી કારણકે

તે જગ જાહેર વાતથી કોઇ અજાણ નથી.

ભુખ્યા દુખ્યા કે કોઇપણ જાતની નફ્શાની ખાહેશ બર લાવવાના ખાતર ઘણા માણશો ધરમ બદલાવતા હશે પણ આવી રીતે શેંકડો શંશારી વિટંબનાઓ શહન કરી આબરૂદાર શગા શંબધીઓની નજરમાં હલકા પણ પોતાના મનથી ચોકશ કીધેલા ખાસ દીને ઇશલામપર આવતાં શ્રેષ્ટ ગણાયામાં વ્યાજબીજ છે.

તેવી રીતે ઉંચવરણ હિંદુ કોમમાં દીને ઇશલામનો અમારા પીરકા તરફનો પ્રયાસ સફળ થયાનું મુખ્યકારણ હમારામાં દીને ઇશલામની દરેક પવિત્ર રૂઢીઓ આબાદ જળવાઇ રહી છે ને તે હજુર ઇમામનાજ પ્રતાપ છે.

કોઇપણ જાતના શીરકપણા વીનાનું શુધ્ધ ઇશલામી વરતન હમારૂં હોવાથી તે પાક દીનની સાવટના પ્રતાપે ગુપ્તી હિંદુભાઇઓ આકર્ષાઇને જાહેરમાં દીનનો શવીકાર કીધો છે ને મુશકેલીની કશી પરવા ગણીજ નથી.

વળીપણ હમારા નામવર પીર શદરૂદીન શાહેબે થઇ ગયેલા હિંદુ નવ અવતારોની અધુરી શાંકળ આપણા દીને

ઇશલામ સાથે જોડા દીધી છે દશમાં નિકળંકો મલેચ્છમાં થનાર અવતારની જે હિન્દુ શાસ્ત્રો વાટ જુએ છે—તે દશમો નિકળંકી અવતાર હ૦ મોલા અલીનો અવતાર જાહેર થઇ ચુકીયો છે તે નામવર પીર સદરદીને શાસ્ત્રોથી સિધ્ધ કરી આપીઉ છે.

આપણા પાક દીને ઇશલામની શચાવટ હિંદુ શાશોથી સિધ કરી છે અને હિંદુ શાસ્ત્ર મુજબ દીને ઇશલામ સત્ય સાબિત કરી દેખાડીયો છે.

જેમ આપણે એક લાખને ચોવીશ હજાર પેગમ્બરો હોયાનું માનીએ છીએ તેમાં હ૦ ઇશા હ૦ મુશા વગેરે તે તેજમાનામાં પેગમ્બરો હતા ને તે પેગમ્બરોએ તે તે વખતની પોતાની તે ઉમ્મતોને ફરમાનો કીધાં હતાં તે ખરાં હતા પણ આપણે તે કીતાબો તે પેગમ્બરોના ફરમાનોથી કામ રહીયુંજ નથી પણ પાક કુરાને શરીફ અને હજરત રસુલ્લાની હદીશ સાથેજ કામ છે તેમ છતાં પણ અગાઉના પેગમ્બરો કીતાબો વગેરે તે તે વખત માટે હતા તે માન્ય રાખીએ છીએ તેમજ હિંદુભાઇઓના થઇ

ગયેલા નવ અવતારો પણ તે તે જમાનામાં સત્ય હતા.

દીને ઇશલામ—ઉત્તના દીનની એ શાભેતી છે જે થઇ ગયેલા જમાનાના તે પેગંબરો અને તે અવતારિક પુરૂષો—ભુત કાળનો વખત ભુલી જઇ હાલના ચાલુ વખતનો જેનો વારો હોય તેનેજ આધારે રહેવાનું ફરમાવે છે માટે આપણા હજરત રસુલ્લા૦ અને પાક કુરાને શરીફ પેહેલાની કીતાબો કે પહેલાના પેગમ્બરોનો નામો દ્રષ્ટાંતમાં માંગણી ખાસ ઉસુલ તરીકે ખતમુલ અંબીયા હ૦ રસુલ્લાહના જમાનામાં તે પાક નબીની ઉમ્મત તે પાક નબીના ફરમાનો માન્ય રાખી તે મુજબ વરતવું એજ ઇશલામીયતને માટે દુરસ્ત છે તેમજ હમે લોકો પણ તે નબીઓ તેમજ હિંદુ સાસ્ત્ર મુજબના નવ અવતારો વગેરે શાસ્ત્રો ને દાખલામાં મુકી તે દાખલાં તરફ પુજ્ય ભાવથી આગળ વધી, કશીપણ પરસ્તી કરતાજ નથી તે માટે હમારા પીર શદરૂદીન શાહેબે ફરમાંવીઉછે જે.

ઉગ્યા તેને ધ્યાવીએ

વારો તેની આણ

કાલ ભોજન જમ્યા
તેના આજ શીયા કેવા વખાણુ

હિંદુભાઇઓ ગયા વખતની યાદોને વળગી રહીયા છે તે માટે પીર શદરૂદીને ફરમાવ્યુંછે જે-

ગંગા બનારસ મત જાઓરે ગોદાવરી
રામ ભજન અબ કયશા ?
અલીકા રૂપ ભયોરે નારાયણુ
જયશી કરણી ફલ તેશા

એ મુજબ અમા‹ા પીરોએ માત્ર ભાષામાં આપણા દેશ બધું હિંદુભાઇઓ સાથેનું ઇશલામ દીનનું સત્ય સગ‹પણુ ઉદ‹રતાથી જોડી આપીઉં છે.

જેમ શરીયત મુકી મારફત તરફ આગળ વધની જરૂરત છે તેમજ હિંદુ શાસ્ત્રોમાં બતાવીયા મુજબ હિંદુ મત-મુકી નિકળંકી અવતાર (હ૦ અલી) જાહેર થયેલા ઇશલ‹મમત શ્વીકારવાની જરૂરીયાત તે પીરના ગીનાનોમાં ઘણી ખુબી શાથે દરશાવાયા છે તે માટે ઉદારતાથી જોડેલાં તે પીરના ગ્નાનો કલામો માત્ર ભાષામાં હોવાથી ઘણા

પ્રીય લાગે છે જેમકે—

"નબી મહુંમદની આરતીને ચમર ઢરાઇ,
"કંકુ ને કેશરના શાહાને છાંટણાં છંટાઇ"

ખુદાના પાકનુર (શાહા) ની આરતી (નુરપરસ્તી) નબી મહમદ કરે અને તે નુર ધરાવનાર ખુદા શાહાને કંકુ અને કેશરના છાંટણા થાય.

આરતી કંકુ કેશર સાથે નબી મહંમદનું નામ? વરી શું નબી મહંમદ આરતી કરે? લા હોલ બિલા? કોઇ મોલવી શાહેબ શાંકડા વિચારના હોય તો, તો તેને નબી મહંમદના નામ સાથે કંકુ અને કેશરના છાંટણા વગેરે માટે એવી તો સુગ આવે કે—વાત ના પુછો પણ ઉપલા માત્રુ બાવાના પવિત્ર ફકરામાં પાકદીને ઇસલામની પવિત્ર પીછાણ કેટલી સ્પસ્ટ રીતે કીધી છે કે, નાનું બચ્ચુંપણ ઇસ્લામ મતની પાક રસમો સેહેલાઇથી શમજી શકે તેમ છે. આ માટે પણ ભુલથી કેટલાક શાંકડા વિચારના ઇસલામીભાઇઓ અમારા ઉપર હિંદુપણાનું તહોમત મુકે છે પણ તે ગીનાનના ફકરામાં—" ખુદાના નુરની પરસ્તી નબી મહંમદ કરે

અને તે પાક નુરની પરસ્તીની સાનમાં જીક્રાનના કે રંગ બેરંગી છાંટણા કરવામાં આવે એખુલાેા અરથ બતાવનારી મતલબ ૭ વરસનું બચ્ચું પણ સમજી શકશે, ને જ્યારે સમજશે ત્યારેજ પાક દીને ઇસ્લામનો આશક થઇ કોઇ પણ જાતની બીજી પરસ્તી કરશે નહી, પણ જો સમજાવવામાં ન આવે, અરબી ભાષા ઉપરજ આધાર રાખી બેશીએ તો સહેલાઇથી દીનનો પ્રચાર કેમ થાય? બચ્ચાંના મગજમાં દીનના પવિત્ર ઉસુલો કેમ ઘર કરે? એ બાબત લક્ષમાં લેતા જણાય છે, જે અમે માતરૂ ભાષામાં જે જ્ઞાનો વાંચીએ છીએ તેથી દીને ઇસ્લામની ખુબીઓ થોડી મહેનતે સહેલાઇથી સમજી શકીએ છીએ.

વાંચીયાજં કરીએ પણ વાંચવાથી જે સાર રૂપે શીખામણ મલે તેજ ગ્રહણ થાય તો ફાયદો પુગાડે.

**વાંચવાની મતલબ શું ?**

શાર રૂપે જે ખાશ યાદ ન રાખવું હોય તે યાદ રહ્યું ન હોય ત્યાં સુધી વાંચીયા કરવુ. હવે માતરૂ ભાષા વગર સહેલાઇથી યાદ કેમ રહે? જયારે યાદ ન રહે, સાદી

સરળ બાબતો ન સમજાય, શું કુફ્ર પરસ્તી અને શું નુર પરસ્તી, એ પહેલું પગથીઉ પણ ન જડે .ર્થાત એટલી પણ પુરી સમજણ ન પડે એ ઇસ્લામી સુદ્ધ વર્તનનાં પ્રચારની ખીલવણી માતરૂ ભાષા વીના થાવાને જમાના જેટલો ટાઈમમાં ગુચવાયા જેવું થઇ પડે છે.

માતૃ ભાષાથીજ દીનના ઉસુલો સેહેલાયથી સમજાય છે, નાનું બચ્ચું પોતાના કુમળા મગજમાં કે નિર્દોષ નિસ્વાર્થ રદયમાં અલી નબીના નુરનો ચિરાગ મોહબતથી પ્રગટાવી પાક દીને ઈસ્લામની મોહબતના મારગમાં આસકાના રીતીએ વરતે છે, ત્યાં તેને બીજા અકીદાવાળાના છોકરાઓની સોહબતમાં (સ્કુલમાં) "ખોજા ન હિંદુ ન મુસલમાન" એવા શબ્દ પ્રકાર કુમળા રદયને લાંબી સમજણ વીનાના નાદાન બચ્ચાંને સખત લાગે છે. પછી છોકરો ઘરમાં આવી કહે છે જે મને આવી રીતે સાંભળવું પડયું તેના જવાબમાં તે દીકરાનો ખોજો બાપ ૭-૧૦-૧૨ વરસના છોકરાને ફ્રિલ સુફ થઇ જાવાનું કહે છે જે, ધર્મની બાબતમાં કોઇ સાથે તારે જીદ કરવી નહીં.

જે હિંદુ છોકરો મુસલમાન ધરમને ખોટું ગણે ને કંઇ બોલે તો પણ ખમી લેવું તેમજ કોઇ મુસલમાન છોકરો હિંદુ નવ અવતાર કે રાજા હરીચંદ પેલાજ ભગત વગેરે ને કશું અજ્ઞાનતાથી બોલે તો તારે તેની સોબતમાં તેવી વાતમાં હા પાડવીજ નહીં કારણ જે આપણા પીર સદર-દીન મા બાપે કોઇને ખરાબ કહેવાનું કે કોઇની નીંદા ગીબત કરવાનીગીનાનમાં સખત રીતે ના પાડી છે. ખાને સિંધી સ્કુલમાં તને માસ્તર જે સીખવે છે, તેમાં ગીના-નના પાઠોમાં હિંદુ શાસ્ત્ર અને મુસલમાન શાસ્ત્ર બેઉનો પુરો દ્રષ્ટાંત દાખલ અભ્યાસ થાય છે બાકી બીજી સ્કો લમાં તો આપણે દુનીયાનું ઇલમ શીખવું પડે છે, તો હા હા કરવી, કોઇને ના પાડવી નહીં તેમ હિંદુ ભગતો કે અવતારોને કોઇ નીંદે તો કાન દેવું નહી.

આવી રીતે જયાં જયાં ખોજા છોકરાઓ ભણે છે, ત્યાં ત્યાં બીજી કોમો તરફથી જે શબ્દ પ્રહારો ખમવા પડે છે, તેનો સેવકને પુરો અનુભવ મલેલો છે.

થઇ ગયેલા નબીયો કે અવતારીક પુરષોના પવિત્ર

નિશ્કલંક ચરિત્રો દ્રષ્ટાંતમાં મુકી, વારા તેની આણ એ રૂઢીએ પાક દીને મઝહબની પવિત્રતાને જાળવી અલી નબીની નુર પરસ્તી કરવા માટે જે જે દ્રષ્ટાંતો—અપાય તેથી, દીને ઇસલામની પવિત્રતાને કશો બાધ પુગતો નથી પણ વગર સમજીએ કોઈ ઇસલામીભાઇ અમને ઝનુનતાથી કે નિરદોષતાથી કંઇ કહી બેસે છે, પણ પછી જ્યારે ધાર્મીક બાબતમાં તેની સાથે ચર્ચામાં ઉતરતાં એક સાંકડી હદની વજુદ વગરની દલીલો સાથેની અમારી ભુલ હોવાનું ગણનાર પોતે જે ભુલે છે, એમ ખાત્રી પુર્વક જોઇ અમો તેઓ તરફ કશો અભાવ રાખ્યા સિવાય મઉન ધારણ કરીએ છીએ. ઉપર કહ્યું તેમ સ્કુલમાં બચપણથી હિંદુ અને મુસલમાન ભાઇબંધો સાથે સભ્યતા દર્શાવવાનું, બચપણમાં જે શિક્ષણ મલે છે, તેને પરતાપે કોઇ તરફ રોશ કે અભાવ અમને રહેતો નથી.

કોઇ સાથે અભાવ ન દરશાવવો કે એકસંપી ન તોડવી એ અઇકયતાનો પાઠ અમને બચપણથી સહેલાઇથી મલે છે, ને કોઇ સાથે અભાવ ન રાખવો એજ ઇસ્લામ

ધરમનો મુદ્રાલેખ અમે માનીએ છીએ ભાઇબંધુ હિંદુ કોમ સાથે કે હિંદુ શાસ્ત્રો સાથે અભાવ દેખાડવામાંજ કોઇ કોઇ મોહમેદનભાઇ મુસલમાની માને છે. જાહેલીયતની આ કહેવત પ્રચલિત છે જે—મરનાર બાપને છોકરો પુછે છે.

છોકરો—બાવા આપણો ધરમ કયો ?

બાવા—હિંદુસેં અવળાં ચલણા.

એ અજ્ઞાન દ્રષ્ટાંત મુજબ કોઇ ઠેકાણે કોઇ સાથે પણ અઇકયતાનો બંગ થતો અટકાવનારા સાહિત્યોની પહેલી જરૂરીયાત છે. પાક દીને ઇસલામની ઝળકતી નેમને પ્રકાશ આપનારી પવિત્રતા હમારામાં જળવાય રહી છે તે હમારા સરતાજ હાજર ઇમામનાજ પ્રતાપ છે ને તે નામદારની ઉતમ નસીહતોનેજ આભારી છીએ. તે નામદારન ફરમાન મુજબ વરતવામાંજ અમારૂં શ્રેય છે, ને ફરમાનનો અનાદર કરવાથી અમારી બરબાદી છે, એ આખી કોમ સારી રીતે સમજી શકે છે. જેથી તે પાક હાજર ઇમામના પવિત્ર ફરમાન (જવાહેર) નો અમલ સેહેલાઇથી થાય

છે, ને એક આખી કોમમાં કશા પણ શીરકપણા વગર શુદ્ધ ઇસ્લામી વરતન આબાદ રહેવા પામ્યું છે. એક દશ વરસનો ઇસમાઇલી છોકરો પણ કબર કે પથર કે મીનારા તરફ પીયાર ધરાવતાં શીર્કપણાંનો ગુનો લાગુ થયાનું સમજી શકે છે, તેનું મુખ્ય કારણ હરેક ઇસમાઇલી વ્યકિતના નિર્મળ ધાર્મિક પવિત્ર પ્રેમનો પ્રવાહ જાગતી નુરાની જયોત ધરાવનાર બરહક ઇમામે ઝમાનના નુરી દીદારની તલબ ધરાવનારો હોય છે ને પોતાની નાની મોટી તમામ ઉમેદો તે પાક મજહરે જાતે ઇલાહી ખુદાઇ નુર સીવાય કોઇ પુરી કરવા શકિત ધરાવતો નથી જેથી કોઇ તરફથી આસ્થા બંધાતીજ નથી.

"અવલ-અલી સો આખર અલીની" અખંડ જયોત મુકી કબર કે મીનારે શા માટે જાય? ફકીર કે ઠગ દરવેશથી શાં માટે ઠગાય? શીર્કપણાથી થઇ ગયેલા ઇમામની કબરને કે તાબુતને કે કશાને પણ શા માટે ગણે? એ મુજબ અમારામાં એવી એકપણ રસમ નથી જે ઇસ્લામની પવિત્રતાને બાધ આવે. આ અઇકયતાના જમાનામાં શુદ્ધ

ઇસ્લામી ધાર્મિક વરતન ખુલ્લી રીતે પાળીએ છીએ. ખુદાના પાક નુરે વહદાનીયતની હસ્તીમાંની ધાર્મિક બારીક બાબતોનું ઉંચે દરજજે ગ્નાન ધરાવનારી એક આખી કોમનો એકજ મત, એકજ રંગ અને એકજ નુર પરસ્તી માટે એકજ ધોરણનું પાક ઇસલામી વરતન જોઇ, દરેક ઇસલામી ભાઇ અમારા માટે ખોટા વિચાર ધરાવનારા સાહિત્યોને આ ઉપર કરેલ ખુલાશાથી ખોટા ગણી અમારૂં શુધ્ધ ઇસલામી વરતન હોયા માટે કશી શંકા રાખશે નહીં એજ ખુદા પાસે ચાહીએ છીએ.

ઇસલામી અઇકયતાના વિષયમાં ઉપલો હમારા એક ફીરકા માટેનો કીધેલો ખુલાસો, મુકાએલા આરોપનો જવાબ દેવાની જરુર અને અઇકયતા માટે તે ખુલાસો કરવાની જરૂર જોઇ કીધેલા ખુલાસાથી વાંચક વરગને કશો કંટાળો આવ્યો નહીં હોય કારણ જે શીરકપણા વગરનું ઇસલામી શુદ્ધ વરતન કેવું હોય તે અમારો આ ખુલાસો અમારા શુદ્ધ વરતનનું દ્રષ્ટાંત આપે છે, પણ

ઇસલામી અઇકયતાના મારગમાં કંટક જેવી હસ્તી ધરાવનારા અસનાઅશરી લેખક મી૦ ઐદલજી ધનજી કાબા ઉપલો હમારો ખુલાસો ખરો હોવા છતાં તેને અતિશ્યોકિત ભરેલું ગણી તેની પોતાની ખાસીયત મુજબ કંઇ નુકતેચીની કરતાં એવો પ્રશ્ન કરશે કે:–

"તેવી રીતના બણુગા ફુંકો છો ત્યારે સેંકડો ઇશનાશરી નામદાર આગાખાન સાહેબની મુરીદીમાંથી નીકળી ગયા તેનું કેમ ?"

એવો પ્રશ્ન કરી તે ઉપર કંઈ ચુંથણા કરે તે પહેલાં તેવા પ્રશ્નનો પણ સત્ય ખુલાસો સભ્યતાથી આ અઇકયતાવાળા લેખમાં કીધો અસ્થાને તો નહીંજ ગણાય.

જે જે અશનાસરીઓ ધરમ તજી ગયા છે, તેઓએ ધારમીક કેળવણી મેળવવાની મુદલ કાળજી રાખી નથી. ધારમીક પ્રેમ વગર ગ્નાતના કાયદાને માન દેવું કે ધારમીક ફરમાનો માનવામાં કંટાળો ખાય તેમાં નવાઇ શું ? તેવા ગ્નાતના કાયદા તેઓને સખત બંધન જેવા લાગ્યા. છુટા

વિચાર ધરાવનારા ધારમીક પ્રેમ વગર કોઇ તરફ કે કોમ તરફની કશી બાબતને માન દેવું તે રોકટોક જેવું ગણી કંટાળો ખાઈ છુટું રહેવાનુંજ પસંદ કરે છે તેવી રીતે તે જુદા પડનારાઓએ અમારા ધરમની કેળવણી મુદલ લીધીજ નથી, જેથીજ જુદા પડીયા છે. આ અછકયતાવાળા વિષયમાં તેવી ગઇ ગુજરી યાદ કરી વધુ લંબાણુ નોંધ નહિં લેતાં ટુંકમાં એટલુંજ જણાવીશું જે, નામદાર બાગાખાનવાળા કેસમાં એઓમાંના કેટલાક મેમ્બરોએ વાદીપક્ષની તરફેણમાં આગેવાની લીધી હતી. વાદી પક્ષ તરફથી અમારા શાક્ષીઓને ઉલટપાલટ ધારમીક સવાલો પુછાવવામાં તે લોકોમાંના કોઇ કોઇ મેમ્બરો હતા ને ધારમીક લાગણી ઉશકેરાય એવી રીતે ઉલટપાલટ પુછવામાં તેઓનો હાથ હતો. અને વાદી પક્ષ તરફથી એઓમાંના મેમ્બરો જબાની આપવા આવ્યા હતા. તેમાં કેટલાક મેમ્બરોએ પોતાની શાક્ષીમાં ખોટી બાબતો જણાવી છે છતાં પણ ઇનસાફની કસોટીમાં સત્ય વાત છુપી રહી નથી. તેઓમાંના કેટલાક મેમ્બરોએ જબાનીમાં જણાવ્યું છે જેઃ—

"હું કદી કદી ખાને જાતો," વરી કોઇ કહે.

"હું કદી પણુ ખાને ગયો નથી," તેમાં પણુ એક પઇસા પાત્ર મેમ્બર અમે ભુલતા ન હોઇએ તો, મી૦ અબદુલા લાલજી (હશે) એ ઉલટપાલટ તપાસમાં ઇસલામની કેટલીક બાબતોમાં તદ્દન અજ્ઞાનતા દરશાવી જેથી નામદાર જજે હસીને સવાલ કીધો જે, "તમો મ્યુનીસીપાલ કોરપોરેશનના મેમ્બર હોવા છતાં, ઇસલામની ખાસ બાબતો સમજી શકતા નથી, તો શું તમે ઇસલામી નામનાજ છો?"

એના જવાબમાં તે મેમ્બરે જણુાવ્યુ જે "હું ધારમીક બાબતમાં વધુ જ્ઞાન ધરાવતો નથી."

બીજી કોમવાળા ઇસલામની ખાસ બાબતો સમજી શકે, તેટલુ પણુ નહિં સમજનારા આવા મ્યુનીસીપાલ કોરપોરેશનના મેમ્બર માટે નામદાર જજને હસવુ આવ્યું છે. એ ઉપરથી સમજી શકાશે જે, આવા શ્રીમંતો ધરમની કેળવણી લીધા વગર ધારમીક પ્રેમનો જુસ્સો પેદા થાવા વગર જ્ઞાતં અંધારણુમાં રહેવું. પરતંત્રતા જેવું થઇ પડ્યાથી

ધરમની ખુબી જોઇ શકીયા નથી ને તે ઇશનાઅશરી મઝહબમાં જવા પછી પણ તે ધર્મ માટે પણ કશો પ્રેમ કે ધરમથી રીત રસમ માટે વાકેફગાર હોવામાં સુન્ય જેવું હોવાથી કોર્ટમાં સાક્ષી આપવા આવતાં ખુલા પડી ગયા છે. આવી રીતે શ્રીમંતો ધરમથી જુદા પડયા તેને લાગતા વલગતા પછી "મોગલને મોતે"મોત ગણી શ્રીમંતો પાછળ ગરીબો પણ તણાતા ગયા તે ૧૯૦૧ પછી કોઇ ઇશના અશરી થયો હોય તો નામને ખાતર કે સગાસંબંધીઓના ખાતર ગણતરીનોજ.

એ ઉપરથી સમજી શકાશે જે અમારો ધરમ તજી જનારા અમારા શીરકાનો વાંક ન કાઢે તો તેઓની મસ્કરી થાય. જે આગાખાન સાહેબ જેવા મુરસીદની મુરીદીમાંથી શા માટે નીકળી ગયા હશે?

ઉપર મુજબના થોડા લોકો એઓના વાંકના ખાતર ન્યાતી બહાર જઇ અશનાઅશરી થયા છે છતાં પણ તેમાનાં કોઇ કોઇ પાછા નામદાર આગા સાહેબની કૃપા પાત્ર થઇ ધરમમાં પાછા આવ્યાં છે.

ધરમમાં દાખલ થનારા ગુપ્તી ભાઇઓ અંધ શ્રદ્ધાળુ થઇ વિચાર કીધા વગર દોડી આવ્યા નથી. તેઓમાં બી. એ. ડાકતર વગેરે ઇંગ્લીશ ઉંચ કેળવણી મેળવ્યા છતાં ધરમની બાબતમાં એટલા બધા પ્રવિણ છે કે કોઇ મોહમેદનભાઇ પહેલો મોહમેદન થઇ તેની મુલાકાત લેશે. તો દીન ઇસલામની પવિત્ર રસમનું પાલન કેવી રીતે કરવું. તે નવા હિંદુ થયેલા અમારા ઇસમાઇલી ગુપ્તી ભાઇઓ સમજાવી શકે તેવા છે, તે નવા ખોજા ભાઇઓને કોઇ મોલવી કે મુલાં શીખવે તે પહેલાં મોલવી કે મુલ્લાંએ શું શું શીખવું જોઇએ, તે નવા ખોજાભાઇઓ સમજી શકે તેટલે દરજે ઇસલામ ધરમના પવિત્ર ફરમાનો જાણવામાં, પવિત્રતા જાળવવામાં પ્રવીણ છે.

ઉપર મુજબ અમારા એક ફીરકા માટેનો ખુલાસો અમારી અદના બુધ્ધિ અનુસાર કીધો છે. તેમાંથી સાર ગ્રહણ કરી અમારા ફીરકાની નિર્દોષ શુધ્ધ ઇસલામને છાજતી રસમને દરેક ઇસલામી ભાઇ પ્યારની નજરથી જોય એજ હમારો હેતુ છે, ને એજ ખુદા પાસે હમે

આંગીયે છીએ જે, દરેક ધીરકામાં અઇકયતા સાથે શુધ્ધ ઇસલામી વર્તન જળવાઇ રહે ઇસલામી શુધ્ધ વરતનની ખાસ નેમ હોવીજ છે, ને તે માટે ઇસલામ એ મત છેજ નહી. મરહુમ મુલ્લા મહમદની હમો ખોજાની નિર્દોષ રસમ માટે સાબીત રસમ ગણવા માટેની ભુલ સીવાય ઇસલામમાં શીરકબાજુ વધી જવાનો બળાપો વ્યાજબી છે, તેમાં પણ કોઇથી ના પાડી શકાય તેમ નથી. હ૦ ઇમામ હુશેનના જમાનામાં કરબલાના મેદાનમાં દીનની લડાઇ થઇ તેમાં કેટલાક ઇસલામીભાઇઓ સહીદ થયા ને દરજે પુગ્યા તે સાથે હ૦ ઇમામે પણ ઇમામતનું નુર હજરત જેનુલઆ બેદીનને સુપરદ કરી વફાત પામ્યા. આ કરૂણા રસિક બાબતને ગમગીનીનો દીવસ ઠેરવી કેટલાક આપણા ઇસલામીભાઇ એમાં ગમ દરશાવવાનો રીવાજ પડી ગયો છે ને જેમ વધુ ગમ દરશાવાય તેમ હ૦ ઇમામ હુશેન તરફ વધુ પ્યારની લાગણી દરસાવ્યા માટે સવાબ હોવાનું માને છે જેથી વધુ ગમ ઉત્પન્ન થાવા માટે બનેલા બનાવો અને ચોક્કસ શુકમોનો અતિશયોક્તા વાપરી કીસા અને બયાન

લખાયાં છે, જે મોહરમના પવિત્ર દિવસોમાં જ્યાં-દરાજની ગમ ઉપજાવનાર હલક કાઢવાની પ્રેકટીસ જાણનાર આલીમ અસરકારક રીતે વાંચે છે, ને તે ગમ ઉપજાવનારૂં વાંચન (કિસો રોજાખાની કે બયાન) સાંભળી લોકો છાતી કુટે છે, તે એટલે સુધી કે છાતીમાંથી લોહી ફુટી નીકળે ને કુટતાં કુટતાં બેભાન હાલતમાં આવી જાય તેટલે હદ સુધીની જાન ફેશાની બતાવી હ૦ ઇમામ હુશેન તરફ પ્યાર ભરી લાગણી દર્શાવે છે તે પણ તેઓના મનથી દુરસ્ત ગણાય છે, જો કે હ૦ ઇમામ હુશેન માટે દરેક મુસલામી ભાઇઓના જીગરમાં પ્યાર ભર્યો હોય છે, તેમાં પણ આપણા કેટલાક ભાઇઓ ઉપરની રૂઢીથી પ્યારની લાગણી દેખાડી સંતોષ માને છે, પણ દુનિયામાં જેમ વધુ ખુશી થવું નહી તેમ વધુ ગમ પણ કરવો જોઇએ નહી.

જુવાન એકજ દીકરો ખુદા તઆલાની રહેમતે પુગે તોપણ ખુદાની દરબારમાં સુકર માંગીને તે માટે ગમ ગોનીના આંસુ નહી ખેરવા જોઇએ, રોયાથી કે ગમ

કીધાથી મરનાર ફરજંદના હકમાં નુકશાન પુગે છે, તે સરતે આલમ માન્ય રાખે છે, વળી પણ રોવું અજ્ઞાનતાથીજ આવે છે. રોવું આપણા સ્વાર્થ માટે અજ્ઞાનતાથી થાય છે, ને ફરજંદના રૂહના હકમાં નુકશાન પુગે છે, આપણો ફરજંદ સાથેનો સ્વાર્થ તુટી ગયો ફરજંદ ગયો તે ભેગો સ્વાર્થ ગયો. તેમજ વિધવા સ્ત્રીનો ભરથાર મરી જવાથી થતો વિલાપ પણ ભરથાર તરફના પ્યાર કરતા પોતાના સ્વાર્થ માટે વધુ થાય છે. તે હ૦ ઇમામ હુશેને જેમો સફાર્યો પણ તે પોતાની પાક ઇમામત હ૦ ઈમામ જેનુંલઆબદીનમાં ચાલુ રાખી ગયા છે, પણ જો ઇમામત સાથે લઇ ગયા હતે ને **દુનીયાને ઈમામ વગરની** કરી ગયા હતે, તો જરૂર રડવા પીટવાની રૂઢી અમલમા મુકાતે પણ તેમ થયું નથી, માટે ગમ કરવો જોઇએ નહી, વળી હ૦ ઇમામ હુશેને દીનની લડાઇ ઉભી કરી તેમાં પણ આપણને જાણવા લાયક ધડો મલે છે જે તે વખતમાં કુફારો અને મોમીને ભેગા એક મસજીદમાં નીમાજ પડતા હતાં તેની પીછાણ થાવા માટે કસોટી

કરી મોમીન પક્ષને પોતાના છત્ર હેઠે આબાદ રાખી સામે કાફર પક્ષ ગુનાહમાં ગરકાવ થવા તે ઇમામ સામે લડ્યા ઉતર્યું તેમાં મોમીનો શહીદને દરજ્જે પુગીયા તેમે માટે પાક ઇમામના રક્ષણ હેઠળ ખુશીયાલીઉં અને વધાઇઉં થઇ અને કાફર પક્ષ હ. ઇમામ સામે લડી ગુનાહમાં ગરકાવ થયા ને હ૦ ઇમામ હુસેનના પાક જીસ્મ મુબારકને ઘાતકી રીતે જખ્મ કીધા તે માટે અલબત તે બાબત આપણને ગમ ઉપજાવનારી અને દીલગીર બનાવનારી જણાય છે પણ લડાઇનું ખરૂં રહસ્ય તપાસવા બેસીએ છીએ તો એ સાર મલે છે જે, દીન માટે તે પાક ઇમામે જે ભોગો આપ્યા તેવા ભોગો તેની ઉમતે આપવા જોઇએ ને ઇમામના પક્ષમાં દ્રઢ વિશ્વાસથી પાકા મોમિન થઇ રહેવું જોઇએ દુનીયાનો ગમે તેટલો મોટો લાભ બાલક કે સ્વાસ્થ્યના ખાતર દીન હાથમાંથી ન જાય તેમજ તેવા લડાઇના સખ્ત સંજોગે કસોટી થતાં હ. ઇમામ હુશેનના સાયામાંથી પાક દીનદારો છુટા થયા નહિ તે મુજબજ દીનને દ્રઢતાથી વળગી રહેવાનો ઉત્તમ આલમે બોધ

લેવો જોઇએ. તે ગુઢાર્થ ઉપર ખાસ લક્ષ આપવા જેવી પવિત્ર નેમ આગળ છે. ઇમામની મોહેબતની પીછાણ માટે રડવું યા પીટવું લઇ બેસવાની દલીલ ટકી શકે તેવી નથી.

આપણુ શીઆ ભાઇઓને તે માટે સભ્યતાથી કહેવામાં આવે તો હક વાતનો તેઓથી ઇન્કાર થઇ શકે નહીં અને એ ઇસલામ મતની પવિત્ર નેમથી ઉલટી રીતે ચાલતી રસમ અને રૂઢી માટે શુભ હેતુથી સત્યતા અને સભ્યતાથી સાહિત્યદ્વારા સમજાવવા માં આવે તો હક વાતની અસર થાવા વીના રહે નહી, ને મોહરમના પવિત્ર દીવસોમાં ઇબાદત બંદગી કરી તે ખરા રહસ્યને સત્યતા અને દ્રઢતાથી વળગી રહેવાનો સત્ય અવાજ માટે બે મત જણાયજ નહીં એવો એક મત થયેલો આમ ઇસ્લામે સ્વીકારેલો કેળવાએલો એકજ બુલંદ અવાજ માટે એકજ મતનો સત્ય માર્ગ દર્શક સાહિત્ય બહાર પડે તોજ આજના જમાનામાં પ્રકાશ પાડી શકે તેમ છે.

[illegible] [illegible]તા પ્રાપ્ત કરવા માટે સત્યતાનો

સભ્યતાથી પ્રચાર વધારવો જોઇએ, દરેક એક એક ફીરકા તરફથી માન્ય હોય તેવા એક મત ઇસ્લામની હક વાતનો ઉદ્ગાર ઘંટ નાદ સાહિત્ય દ્વારા વગાડવો જોઇએ તેમાં પણ અહલે ઇસલામની અઇકયતાની ખાસ નેમ લક્ષ બહાર કે ગણતરી બહાર રહેવી જોઇએ નહી. દરેક ઇસ્લામી સાહિત્ય સેવા બજાવનારા વિદ્વાનોની સેવામાં અમારી નમ્રતા પુર્વક એ અરજ છે જે તેઓ ઇસ્લામી સાહિત્ય સેવા બજાવે ત્યારે" **ઉદ્ગાર ઈસ્લામી અઇકિયતા કે ઇસલામી એકસંપી**" મોટા અક્ષરે લખી પોતાની ટેબલ ઉપર ગોઠવી રાખશે ને તે મોટા અક્ષરો આંખો કરતા પણ મોટાં હોવાથી સાહિત્ય સેવામાં ખુદા અને ખુદાના રસુલના ખાતર હ૦ મહમદ પેગમ્બરની વ્હાલી ઉમ્મતની અઇકયતા જળવાય રહેશે તો સાહિત્ય સેવા બજાવનાર વિદ્વાન ભાઇની મહેનત વ્યર્થ જશે નહી.

એ રીતે સાહિત્યદ્વારા ઉદ્ગાર અને વિશાળ પ્રયાસથી ઇસ્લામી અઇકયતાનો માર્ગ કાંટા વગરનો થાશે અને દરેક એક એક ઇસ્લામી જુદા જુદા ફીરકામાં રહી

અઇકયતાને સંભાળી પરસ્પરના પવિત્ર ઇસ્લામી પ્યારની જાળવણી કરશે તો ખુદા અને ખુદાના રસુલની વહાલી ઉમ્મતની અઇકયતાની દીને ઇસ્લામની સત્ય નેમને પ્રકાશમાં લાવશે અને અઇકિયતાથી દીન અને દુનીયાના દરેક લાભો પરસ્પરની મદદથી મેળવવા નશીબવાન થઇશું.




છાપનાર મેનેજર વલીભાઈ નાનજી ધી ખોજા સિંધી છાપખાનું ૧૧૩, પાલખી મહોલ્લા મુંબઇ ન. ૯

પ્રગટ કરનાર;

**મી૦ એ, જે૦ ચુનારા,**

ઠે૦ ખડક જમાતખાના સામે શેઠ જાફરભાઇ

**શેરમહમદના માળામાં મુંબઇ-૩.**

# હાજર ઈમામની હીદાયત

## અને

# મુનારીકોનો દુરાગ્રહ.



નામદાર આગાખાનની હજુરમાં સવાલ પુછનારાઓ ને હિદાયતનુમા મળેલા ઉત્તમ રહસ્ય યુક્ત જવાબો ટીકા સહિત.

કીંમત માત્ર ચાર આના.

લખો—

ઇસ્માઈલી સાહિત્ય ઉત્તેજક મંડળ,

પાલ્ણી મોહલ્લા મુંબઇ નં૦ ૯.

છપાય છે !　　　　　　　　　　છપાય છે !

# અમર ફરમાન ઉપર ઉમ્મતની દ્રઢતા

યાને

## ઇસ્માઇલીયા ફીરકાનું ખરૂં ધારમીક જીવન.

---

શિયા ઇમામી ઇસ્માઇલીયા બિરાદરોને આ ગ્રંથ એક વખત વાંચવા ખાસ ભલામણ કરવામાં આવે છે. તેમાં જણાવેલી વિગતો દરેક ઇસ્માઇલીયા કુટુંબને ચાલુ જમાનામાં ધારમીક બુલંદીનો પાઠ શિખાવનારી છે, અને કેટલીક રૂઢી રિવાજો માટે હાજર ઇમામનાં ફરમાનોની યાદી જીગરમાં જાળવી રાખવા ઉપયોગી થઇ પડે તેવી સુંદર છે. કીંમત-રૂા. ૦)=.

તઈયાર છે. મંગાવો ! બહાર પડી ચુકી છે.

# ખુલ્લી ચીઠીનું ભોપાળું

યાને

## આરય સમાજી પંડીતની અવદશા.



પડીત રાધા કૃષ્ણે નામદાર આગાખાનને ફાંટાબાજ વીચારોથો ૩૨) સવાલો પુછેલા, તેનો વિગતવાર ખુલાસા સાથેનો હકીકતી ઇસ્લામનાં હેરત પમાડનારા સ્પષ્ટ સિધ્ધાંતોથી જવાબ આપીને આગાખાની ખોજાઓના ધરમના છુપાં કિમતી તત્વોના તેજસ્વી પ્રકાશથી વિરોધીઓને આંજી નાખ્યા છે.

લગભગ ૩૦૦) પાનાનું દળદાર પુસ્તક, પાકી બાઈન્ડીંગ સાથે કીંમત માત્ર આઠ આના, લખો.

ઈ. સા. ઉ. મંડળ.
પાલખી મહોલ્લા મુંબઈ—નં. ૯